# શું મુસલમાનોને દીની સરદારની જરૂર નથી?

(ઇસ્લામી ભાઇઓએ આ ચોપડી ખાસ વાંચવી અને બીજાઓને પણ જરૂર વંચાવવી.)

તૈયાર કરી છપાવનાર

પીરમોહંમદ ઇસ્માઇલ
દુલી મસ્જીદના પેશ ઇમામ
તથા
દુલી મદરસાના મુદર્રિસ.
મુ. દુલી. તાલુક વાલીઆ, વાયા અંકલેશ્વર.

માહે મોહરમ. માહે જુન.
હી. સ. ૧૩૪૭] પ્રત ૩૦૦૦ [ઇ. સ. ૧૯૨૮

કીંમત એક આનો.

એકલબારા વાલા પીર શાહ કાયમુદીન બાવા સાહેબની. અનુપમ કિતાબ.

# નુરે રોશન.

## તસવ્વુફ–બ્રહ્મજ્ઞાન અને સલુકનો એક અખુટ ખજાનો.

### હિંદુ મુસ્લિમ જોડાણની એક ઉમદા સાંકળ. ખુદાને ઓળખવાનું એક ઉત્તમ સાધન.

માંગરોલની ગાદીવાલા પીરઝાદાઓના એક મહાન વડીલ પીર શાહ કાયમુદીન બાવા સાહેબની કીતાબ "નુરે રોશન" જે રૂહાનીયતનો ખજાનો અને ખુદાઈ જ્ઞાનનો ભંડાર છે તેમાં દીનની ઉંડી વાતો અને છુપા ભેદોનો સંગ્રહ છે. તે પીર સાહેબના મુરીદો ઘણીજ સાચવણથી રાખતા હતા અને કોઈને પણ આપતા નહોતા. હાલ તે કિતાબ મેળવી તેની ઉપર શરેહ લખી ગુજરાતીમાં બહાર પાડી છે. હિંદુ અને મુસલમાન બંનેને વાંચક લાયક છે. ખાસ કરી ઇલ્મે રૂહાનીના તરસ્યાઓ માટે તે આબે હયાતની ગરજ સારે છે. છસો બત્રીસ પાનાનું દળદાર પુસ્તક છે. ગ્લેઝ કાગળ, સોનેરી નામ સાથના પાકા પુંઠાની કીંમત પાંચ રૂપીઆ અને સાધારણ પુંઠાવાળા પુસ્તકની કીંમત ત્રણ રૂપીઆ પોસ્ટેજ જુદું- નીચેને સરનામે લખો,

એડીટર ઝુલ્ફિકાર હરીપુરા–સુરત.

૭૮૬

# ઇસ્લામી કોમ માટે દીની સરદારની જરૂર.



હે ઈમાનવાળાઓ! સબર કરો, અને આપસમાં સબર-શાંતી કરાવો, અને પોતાતામાં મેળાપ રાખો, અને અલ્લાહથી ડરો કે જેથી તમો છુટકારો મેળવોઃ— **કુરાને શરીફ.**

"અલ્લાહની રસ્સી બધા મળીને મજબુત પકડો, કદી જુદા ન પડો."-- **કુરાને શરીફ.**

જેણે વીખરાએલા લોકોને એક કરવા પેગંબરો મોકલી દીન-ઇસ્લામ બુલંદ કીધો, તે ખુદાવંદે આલમને સર્વે હમ્દ-તારીફ શાબાશ છે. અને હઝરત મોહમ્મદ (સ૦ અ૦) સાહેબ કે જેમણે ખુદાનો કલમો ચોખુંટ રોશન કરી, લોકોનું સંગઠન કાયમ રાખવા માટે ઉમ્મત પર ઇમામ કરવો ફર્જ જણાવ્યું તેવા નબીએ કરીમ (સ૦ અ૦ વ૦) પર લાખો દુરૂદ હોજો.

મુસલમાનો! આજે આપણા ઉપર મુસીબતોનો વરસાદ વરસી રહયો છે. દીન અને દુન્યાના એહકામો સંતોષકારક રીતે બજાવી લાવવા તે ભારે મુશ્કેલ થઇ પડયું છે. ઘણા ઇસ્લામી કામોમાં સુસ્તી અને કમજોરી આવી ગઇ છે, તેમજ કેટલાક ઇસ્લામી રિવાજો તો તદન નાબુદ થઇ ગયા છે. મજકુર બાબતોથી ભાગ્યેજ કોઇ મુસલમાન ભાઇ અજાણ્યું હશે.

આવું થવાનું કારણ માત્ર એકજ છે, અને તે મુસલમાનોએ પોતાની ગફલતથી છોડી દીધું છે. તેના પરિણામેજ આ આફત આવેલી છે આ કામ તે શું? તે કામ ઇમામત–દીની સરદારીનું છે. ઇસ્લામીઓ પર ઇમામત કાયમ રાખવી, હરેક સમયમાં વાજીબ ઠરેલી છે. હાલના જમાનામાં સંગઠનની ઠેરે ઠેરે વાતો થાય છે, પણ મુસલમાનોનું ખરૂં સંગઠન—બંધારણ તો એજ છે કે, તેમણે પોતાનો ઇમામ–સરદાર–પેશ્વા કાયમ કરી લેવો જોઇએ.

કેટલાક ચળવળીઆં અને પેપરો ઇસ્લામીઓની લાગણી દુખાય તેવાં લખાણો બહાર પાડે છે, તેમજ મુસલમાનોને બુરા બતાવવા બલકે મુસલમાનોને ઇસ્લામથી દુર કરવા હરેક કોશીશ કરે છે, તો જો આવા વખતમાં આપણે એક જથ્થે બની, ઇમામ—સરદારની આગેવાનીમાં મજબુત થઇ જઇએ, તો સામાવાળા આપણને શું કરી શકે તેમ છે?

હર જમાનામાં ઇસ્લામીઓએ પોતાનો ઈમામ-પેશ્વા-સરદાર કાયમ રાખવો જોઇએ એવું શરીઅતે પાક ફરમાવે છે તો આ શરીઆતના હુકમ આગળ દરેક ઇસ્લામીએ પોતાની ગરદન ઝુકાવવી જોઇએ. ઇમામને માટે અલ્લાહપાક ફર્માવે છે કે "જો અમો તે લોકોને મુલકમાં તાકત આપીએ, તો નમાઝ કાયમ રાખે, અને ઝકાત આપે તથા નેક કામો માટે હુકમ કરે અને બુરાં કામ રોકી દે. (સુરએ હજ.)

વળી ફર્માવ્યું છે કે, જ્યારે તેઓએ સબ્ર કરી તો અમે તેઓમાંથી સરદાર મુકરર કર્યા જે અમારા હુકમોથી હિદાયત કરતા હતા. (સુરએ સિજદા)

વળી હદીસ શરીફમાં આવ્યું છે કે:-ઈમામ એ ઢાલ છે. ઈમામ કુરેશ* ખાનદાનના હોવો જોઇએ. અને "સહી મુસ્લીમ" તથા "સહી બુખારી"ની હદીસોમાં તો ફર્માવ્યું છે કે દુન્યામાં જ્યાં સુધી કુરેશ ખાનદાનના બે માણસ પણ બાકી હોય ત્યાં સુધી તો ઇમામ તમનામાંથી એટલે "કુરેશ"માંથી ચુંટાવવો જોઇએ.

---

* જે ખાનદાનમાં મહાન હઝરત પયગમ્બર (સ૦ અ૦ સ૦) તથા તેમના મોટા ચાર અસ્હાબ હતા તે ખાનદાન "કુરેશ" કહેવાય છે.

ઉપર જણાવેલી આયતો અને હદીસો ઉપરથી ઇમામ —દીની સરદાર નીમવાની જરૂર ખુલ્લી રીતે જણાય છે. આવું જરૂરી અને ઘણું ઉપયોગી કામ ખુદાના ફઝલો કરમથી હાલમાં ગુજરાતમાં કેટલાક ભાઇઓએ શરૂ કરેલું છે એ ઘણું ખુશી થવા જેવું છે. માંગરોલની ગાદીવાલા નામદાર મૌલાના સૈયદ પીર મોટામીયાં સાહેબને પેશવા નીમવાના ઘણાં ખરાં ગામોના ઇસ્લામી ભાઇઓએ ઠરાવ કરેલા છે, અને હજુ થઇ રહ્યા છે. બેશક ઇસ્લામી ફરમાનો પૈકી આ એક વાજબ કામ સર્વાનુમતે પાસ થાય, તો ઘણું કામ થઇ ગયું એમ સમજવાનું છે. પેશવા નીમવાની શરતો અને હાલના સંજોગો જોતાં નામદાર પીર મોટામીયા સાહેબ દરેક રીતે લાયક છે, જેથી જે ભાઇઓ આ ઇસ્લામી કામ માટે કોશીશ કરેછે , તેનો તેમને નેક બદલો ખુદા જરૂર આપશે.

## ઇમામનું બયાન.

ઇસ્લામની મોતેબર કિતાબોથી હર જમાનામાં કોમનો ઇમામ—દીની સરદાર કાયમ કરવાનું સાબીત છે. તે વિષેની કેટલીક મોતબર દલીલો નીચે જણાવીએ છીએ. આવી રોશન દલીલો જાણ્યા બાદ આ કામ દીન અને દુન્યાને માટે કેટલુ ઉપયોગી છે, તે ખુલ્લી રીતે માલુમ

પડશે. આવું નેક કામ ઉપાડી લેવા સર્વે મુસલમાન ભાઇઓએ ખાસ કોશીશ કરવાની છે.

"દુર્રે મુખતાર" (મતબએ કરીમી મુંબાઇમાં છપાએલી, તે અરબી કિતાબની) પહેલી જીલ્દ પૃ. ૮૪ માં બાબુલઇમામતમાં ફરમાવ્યું છે કે:-ઇમામત બે પ્રકારની છે. (૧) સુગ્રા (નાની) એટલે નમાઝ માટે ઇમામ કાયમ કરવાની. (૨) કુબ્રા (મોટી) તે દીની અને દુન્યવી કામો માટે ઇમામ કાયમ કરવાની. ઇમામ કાયમ કરવો, એ અહમ્મુલ વાજેબાત-ખાસ વાજીબ ચીજ છે. અને આ બાબતનું બયાન ઇલ્મુલ કલામ એટલે અકાઇદની કિતાબોમાં વીગતવાર આપેલું છે હઝરાત સહાબાએ કિરામ (ર૦ અ૦) સાહેબોએ આ કામ હુઝુર (સ૦ અ૦)ને દફન કરતાં પહેલાં અદા કર્યું છે. તેની શર્ત એ છે કે ઇમામ મુસલમાન, આઝાદ, (કોઇની ગુલામીમાં ન હોય તેવા સ્વતંત્ર), મરદ, આકીલ (બુદ્ધીવાળો), બાલેગ (ઉમર લાયક), કાદીર (આમ લોકો ઉપર કુદ્રત-વજન ધરાવનારો) અને કુરેશ કુટુંબનો હોવો જોઇએ. (મજકુર કિતાબની આ ઇબારત છે.)

આથી જણાય છે કે સરદાર એ "કુરેશ" કુટુંબનો, સ્વતંત્ર, બુદ્ધીવાળો, ઉમર લાયક, અને વજનદાર હોવો જોઇએ એવું ઇસ્લામનું સાફ ફરમાન છે. અને તેવાજ કોઇ લાયક સખસની ચુંટણી થવી જોઇએ.

અરબી "દુર્રે મુખ્તાર" (મતબએ કરીમી) જીલ્દ બીજી બાબુલ કઝામાં પૃષ્ટ ૮૮ માં ફરમાવ્યું છે કેઃ—કાફરોના જોરથી જ્યારે ઇસ્લામનો વાલી—ઇમામ-સરદાર ગુમ થાય, તો ઇમામ (પેશવા) કાયમ કરવો એ જરૂરી છે. (આ વાત દુર્રે મુખ્તારમાં ફત્હુલ કદીર અને શર્હે હિદાયા ઉપરથી લીધેલ છે.)

ઉપર પ્રમાણેની બીના "ગાયતુલ અવતાર," તર્જુમો "દુર્રે મુખ્તાર," જીલ્દ પહેલી, બાબુલ ઇમામતમાં પાન ૨૫૪થી૨૫૫ સુધીમાં વિગતવાર જણાવેલી છે.

વળી એજ કિતાબ "ગાયતુલ અવતાર" જીલ્દ ત્રીજી બાબુલ કઝાના બયાનમાં પાન ૨૧૮ માં પણ વિગતવાર ઉપરની બીના જણાવી છે.

વળી "મુકદમા અયનુલ હિદાયા" મુતર્જીમ હિદાયાના પાન ૧૪માં પણ આ બીના જણાવેલી છે.

* "કિતાબ મિફતાહુલ ઇમામ" પૃ. ૯૮ થી ૯૯માં જણાવ્યું છે, કે

**નસબે ઇમામ બર મોમીન ખાસો આમ વ જીબસ્ત.**

**હયે વાજીબ મોમેનો પર અય બિરાદર,**

**કરે એક પેશ્વા અપના મુકર્રર.**

માલીગ મહૈ વો હો ઔર આકીલ,

શરીઅત બીચ કામીલ ઔર આદીલ.

હોવે કુરેશી કોમસે વો,

હુયે જાયઝ બીચ ઝરૂરત ઔર કોઇ હો.

ઇન્સાનકી હાજત રવાઇ,

રખે વો દૂર મર્હુમસે તબાહી.

હર કામમેં વો ઇસ્તબારી,

શરીઅતકે કરે એહકામ જારી.

ા યક દિલ આપસમેં હો મુસલમાં,

રહેં ઉસકી અતાઅત બીચ હર આં.

"તવઝીફુલ અકાઇદ" કિતાબના પૃ-૨૦માં ફર્માવ્યું કે.—ઇમાનના એહકામ જારી કરવા માટે મુસલમાનોએ ક જમાના અને દરેક વખતમાં કુરેશ ખાનદાનમાંથી ામ મુકરર કરવો વાજીબ છે.

મુસલમાનો! આ એક ભારે વાજીબ કામ છે. વાજીબ ને છોડવું એ ગુનોહ છે, તો ભારે વાજીબ કામને છોડવું દેખીતોજ ભારે ગુનોહ છે. આવી રોશન દલીલો ા બાદ દરેક મુસલમાન ભાઇએ આ કામ માટે કાળજી વી વાજીબ છે અકાઇદની કિતાબોમાં આ બાબતનો ાસો વધુ છે, જેથી તે કિતાબોમાંથી પણ અત્રે કેટલીક

વાત જણાવીએ છીએ. ઇમામ કાયમ કરવો વાજીબ છે, એ બાબત ઉપર ઉમ્મતનો એક મત છે. ( જુવો અકાઇદ નસફી અરબી પૃ-૧૦૯ ૧૯મી લીટી. ) હુઝુર ( સ૦ અ૦ ) સાહેબે ફરમાવ્યું છે, કે જે કોઇ મરી જાય અને પોતાના જમાનાના ઇમામને ન ઓળખે, તે જાહેલીયતની મોતે મરે છે. ( જુવો શર્હે અકાઇદ નસ્ફી પૃ-૧૨૦માં લીટી-૨. )

ઇમામ નીમવાના કામને ઉમ્મતે ઘણું જરૂરી જાણેલું છે. આપ ( સ૦ અ૦ )ની વફાત શરીફ બાદ આપ (સ૦ અ૦) ને દફન કરના પહેલાં આ કામ પહેલું કર્યું છે, અને તેવી રીતે દરેક ઇમામ ગુજરતાં આ કામ અદા કરેલું છે.

આ કામ વાજીબ થવાનું બીજું કારણ એ છે, કે શરીઅતના ઘણા ખરા વાજીબાત આ કામ ઉપર આધાર રાખે છે. "શર્હે અકાઇદ"ના મુસન્નીફ જણાવે છે કે મુસલમાનોને ઇમામની જરૂર છે, (કારણ) કે તે મુસલમાનોમાં એહકામ ચાલુ કરે, હદ કાયમ કરે, ખુનરેજી બંધ કરે, જથ્થાની તૈયારી કરે, તેમના સદકાત વસુલ કરે, તોફાનીઓને દબાવે, ચોર લુંટારાને તાબે કરે, દુશ્મનોને રોકે, જથ્થાને સામાન આપે, જુમ્મા તથા ઇદ કાયમ કરે, લોકોમાં જે ઝઘડા થાય છે તે દુર કરે, હક સાબીત કરવાની સાક્ષીઓ સાંભળે, જે છોકરાં વાલી વગર.ા

હોય તેમનો નિકાહ કરાવે. (પૃ ૧૧૦ લીટી ૩ થી ૧૦ સુધી.) આ બધા કામ માટે સરદારની ખાસ જરૂર છે એવું ઇસ્લામ સાફ કહે છે. ઈમામ-સરદાર-પેસ્વા કુરેશ ખાનદાનનો હોવો જોઇએ. કુરેશ સિવાય બીજાને આવો પેસ્વા બનાવવો જાયઝ નથી. મહાન હઝરત પયગમ્બર (સ૦ અ૦) સાહેબે ફરમાવ્યું છે કે:—ઈમામ કુરેશ ખાનદાનનો હોવો જોઈએ. (જુવો શર્હે અકાઇદ નસ્ફી પૃ. ૧૧૦ થી ૧૧૧.)

ઈમામ કુરેશ હોવો જોઇએ, "કુરેશ" એક કબીલાનું નામ છે. આપણા પયગંબર (સ૦ અ૦) તથા તેમના ઘણા અસહાબો આ કબીલાના હતા. બીજાને એટલે કે કુરેશ ન હોય તેને ઈમામ બનાવવાથી ગુનેહગાર થવાય છે. તેમજ તેની ઇમામત કબુલ થતી નથી. (જુવો "તેહઝીબુલ અકાઈદ" પૃ. ૧૬૩ છેલ્લી લીટી.)

ઇમામ માસુમ (ભુલથી ખાલી) હોવો જોઇએ એવી કાંઇ શરત નથી. ("તેહઝીબુલ અકાઇદ" પૃ. ૧૬૫ ૧૧મી લીટી.) માણસ માત્ર ભુલને પાત્ર છે, ગુનોહ માફ કરનાર તે દયાળુ માલીક છે, પણ સુન્નત જમાઅતવાળા આલીમો ફરમાવે છે, કે ઈમામ જાહેરમાં ઈન્સાફી હોવો જોઈએ. આવી બીના "શર્હે અકાઇદ નસ્ફી" પૃ. ૧૧૦માં પણ જણાવેલી છે. ઇમામ આખા જમાનાના લોકોથી અફઝલ-શ્રેષ્ટ હોવાની પણ શરત નથી. (જુવો શર્હે અકાઇદ નસ્ફી પૃ. ૧૧૩.)

ઇમામ મુસલમાન, આકીલ, બાલેગ, આઝાદ, મરદ અને કુરેશ ખાનદાનનો હોવાની શરત છે. ("શર્હે અકાઇદ નસ્ફી" પૂ-૧૧૩.)

અબ્દુલ્લાહ બીન ઉમરથી મુસ્લીમે રિવાયત કરી છે, કે મહાન હઝરત પયગમ્બર (સ૦ અ૦) સાહેબે ફર્માવ્યું કે જે સખસ ઇમામ (દીની સરદાર)ની તાબેદારીથી નીકળી જાય, તે કયામતમાં અલ્લાહ તઆલાને એવી રીતે મળશે, કે તેને માટે ઇમાનની કોઈ દલીલ રહેશે નહીં. અને જે સખસની ગરદનમાં ઇમામની તાબેદારી નહિ હોય તે જાહીલીયત પર મરશે.

અલલાહ તઆલાએ જે કામો ફર્ઝે કિફાયા જણાવ્યા છે, તેમાં પેશવા-ઈમામ નીમવા બિષેનું કામ પણ જણાવ્યું છે. જેથી સમજદાર લોકોએ એક આદમીને પોતાનો પેશવા*-રઇસ (સરદાર) બનાવી, દીનના ફાયદા માટે તેની તાબેદારી કરવી વાજબ છે. (તેહઝીબુલ્અકાઇદ.)

મુસલમાનો! ઉપર મુજબ શરીઅતની રોશન દલીલોથી હર જમાનામાં ઇમામ-સરદાર કાયમ કરવાનું સાબીત થાય છે. તે મુજબ ગુજરાત જીલ્લાના ઘણા ગામના મુસલ-

*દીની પેશવાનો કેટલાક લોકો ભળતો અર્થ કરી બેસે છે, પણ સમજવું જોઇએ કે તેનો અર્થ ફકત મઝહબી સરદાર કે ધાર્મિક આગેવાન એવોજ થાય છે.

માન ભાઈઓએ માંગરોલની ગાદીવાલા નામદાર પીર સૈયદ મોટામીયાં સાહેબને પોતાના પેશવા–સરદાર કાયમ કરવાના ઠરાવો કરી પીર સાહેબની સેવામાં તે બાબતની હકીકત રજુ કરી છે હાલના સંજોગો જોતાં કોમને માટે આ કામ ઘણું જરૂરનું છે. છેવટે નામદાર પીર સાહેબે તે ખીદમત બજાવવી મંજુર કરેલ છે એ પણ ઘણું ખુશ થવા જેવું છે. વગર પઈસે કોમની ખીદમત બજાવવા તથા સરદાર તરીકેનું ભારે વજન ઉઠાવવા તૈયાર થવું એ પીર સાહેબની કોમ તરફની લાગણીનો ખુલ્લો નમુનો છે.

પીર સાહેબ મુંબાઈ ઈલાકામાં એક મોટામાં મોટી ગાદીના સજ્જાદા નશીન છે અને તેમને હજારો લોકો માને છે. તેમણે દીની તાલીમ ઉપરાંત અંગ્રેજીમાં પણ બી૦ એ૦ સુધી અભ્યાસ કરેલો છે. ચાલુ જમાનાના સરકારી કાયદા અને વહેવારી વાતોથી પણ તેઓ સારી રીતે માહીતગાર છે. કારણ કે તેમણે પ્રથમ ચાર વરસ સુધી સચીન રાજ્યના નાયબ દીવાનનો હોદ્દો ભોગવ્યો છે. તેઓ એક સારા લેખક છે એટલુજ નહિં પણ સારા વકતા પણ છે. સરકારમાં તેમજ બીજે બધે ઠેકાણે તેમનું વજન ઘણું સારૂં છે. કોમની તાલીમની બાબતમાં પણ તેઓ ઘણો રસ લે છે તેઓ કેવા બુદ્ધીશાળી અને કાબેલ છે તે તો સઉ કોઇ જાણે છે.

લોકોમાં સલાહ સંપ કરાવવા પણ હમેશાં તેટલીજ કાળજી રાખે છે. ગાદીએ આવ્યા પછી દીવાન પદ છોડી તેઓ દેશની સેવા લગભગ બાર વરસથી બજાવી રહયા છે. લોકોના ઈલાજ પણ મફત કરે છે. આ બધા ગુણો ઉપરાંત તેઓ મહાન હઝરત પયગમ્બર સ૦.ના કુટુંબના એટલે "કુરેશ" ખાનદાનના પણ છે. એટલે ભાઇઓ તેમને પોતાના દીની સરદાર તરીકે પસંદ કરે એ વાસ્તવિક છે. તેમના જેવા તમામ ગુણો ધરાવનારો ધર્મગુરૂ આજે ભાગ્યેજ મળી આવશે. તોપણ જો ભાઇઓને બીજા કોઇ સખસને સરદાર તરીકે પસંદ કરવો હોય તો પણ વાંધો નથી, કારણ કે એ તો ભાઇઓની મરજીની વાત છે. શમે તેને ભાઇઓ ઉપલી ઇસ્લામી શરતો પ્રમાણે પસંદ કરી શકે છે પણ આ પસંદગી હવે જેમ બને તેમ જલદી થવી જોઇએ. કારણ કે હવે તો ખીલાફત તુટી જવાથી "ખલીફા"નો હોદ્દો પણ નીકળી ગયો છે. હવે જ્યારે સરદાર કોઇ રહયોજ નથી તો પછી ભાઇઓની ફરજ છે કે કોમની રાહબરી માટે કોઇને પણ સરદાર બનાવી લેવો. પણ યાદ રાખવું જોઇએ કે ઈસ્લામી ફરમાન પ્રમાણે સરદાર એકજ હોવો જોઇએ.

કોમને માટે સરદારની કેટલી બધી જરૂર છે અને તે કામ કેટલું મહત્વનું છે તે આપણે વજનદાર ઇસ્લામી દલીલો અને આધારોથી આમાં આગળ જણાવી ગયા છીએ માટે

આશા છે કે ભાઇઓ જરૂર એને માટે જલદી ધ્યાન પહોંચાડશે. સઉથી પહેલાં આપણી ગુજરાતને આ વાતનો વિચાર સુજયો છે એ ઘણું મગરૂર થવા જેવું છે. આ બાબતમાં ગુજરાતનો નંબર સઉથી પહેલો રહેશે.

પોતાના જુના પીર કદાચ હોય તો તેમની ખીજમત કરવા, તેમની સાથે સુલુક કરવા, કે તેમને ઘટતું માન આપવા આથી બાધ કે વાંધો આવે છે એમ સમજવાનું નથી. પીર એ તો અમુક ગામ કે અમુક વર્ગનો સવાલ છે, પણ અહીં તો આપણે આખી કોમનું એક મોટું બંધારણ બાંધવાનું છે. અને તેથીજ એક મોટા સરદારની જરૂર છે કે હમેશાં કોમની સાથે રહીને તેની ઉન્નતી—તરક્કીના રસ્તા શોધી શકે, અને તેનાં હકો સાચવી શકે.

કેટલાક ભાઈઓને કદાચ આ સરદાર નીમવાંની બાબત નવીન દેખાય અને તેથી ઉપર ટપકે જોતાં તેમને તે બીનજરૂરી જણાય એ બનવા જોગ છે, પણ આવા સરદારની કેટલી બધી જરૂર છે અને તે ઉપર ઇસ્લામે કેટલું જોર દીધેલું છે તે આપણે ઉપર બતાવી ગયા છીએ. હવે ઉપલી શરીઅતી દલીલો જોવા પછી કોઇ ભાઈ એમ ધારે કે સરદારની જરૂર નથી તો તેણે સમજવું જોઇએ કે જો જરૂર ન હોત તો ઈસ્લામ તેની ઉપર જોર દેત નહિ, અને

ઉપર જે આપણે તે વિશે ઇસલામના ફરમાનો જણાવી ગયા છીએ તે ઉપર ભાર દેવામાં આવત નહિ. સરદાર નીમવા માટે આવી ચોકખી દલીલો મોજુદ છે તો પછી જેમને ખુદાએ સમજ આપી છે તે તો આ વાત તરત કબુલ કરી લેવાના છે કારણ કે તેઓ સમજી લેશે કે આને માટે ખાસ મહાન હઝરત પયગમ્બર સ૦ નો હુકમ છે. જે વાત મહાન હઝરત સ૦ ફરમાવે તે કોમની બેહતરીનીજ છે કારણ કે તેમના કરતાં કોમની વધારે બેહતરી સમજનારો કોઇ હોઇ શકે નહીં. હવે જયારે ખુદ હઝરતનુંજ એ વિશે ચોકખું ફરમાન છે તો પછી આપણે તે વિશે શંકા લાવવી એ નકામું છે.

હાલ આર્ય સમાજી ગ્રહસ્થોએ હીંદુ ભાઇઓને પોતાની સાથે એક કરવા આખા હીંદુસ્તાન માટે એક "હીંદુ મહા સભા" નામની મોટી સંસ્થા કાયમ કરી છે અને તેની મારફત આખા હીંદના હીંદુઓનું એક મજબુત બંધારણ બાંધવા માંડયું છે. તેમણે આ સઉ જમાનાના સંજોગો જોઈને કરવા માંડયું છે. આપણે તેમના આડે આવવા માગતા નથી કે તેમના દોષ કહાડવા માગતા નથી. તેઓ ભલે પોતાની મજબુતી કરે. પણ મુસલમાનોએ સમજવું જોઇએ કે તેમને તો આવા બંધારણ માટે ઈસ્લામે ભાર દઇને ભલામણ કરી છે અને તેને માટે એક

સરદાર પણ દરેક જમાનામાં કાયમ કરવા ખાસ તાકીદ કરી છે. ઈસ્લામ એક કામિલ—સંપૂર્ણ ધર્મ છે એટલે તેણે પોતાના અનુયાયીઓ માટે એક પણ વાત બાકી મુકી નથી. હાલમાં બીજાઓ જે વાત સંજોગો જોઈને કરે છે તે તેણે આજથી સાડી તેરસો વરસ ઉપર ચોખ્ખી રીતે બતાવી છે. ઈસ્લામ પહેલાંથી જાણતો હતો કે તેની જરૂર પડવાની છે એટલે એ વાતનો પણ તેણે પહેલાંથી ખુલાસો કરી દીધેલો છે. હવે તો તેઓ જરા કોશીશ કરી બતાવશે તો તેઓ તરતમાંજ આ સત્વનું કામ થઇ ગએલું જોશે. આથી ઈસ્લામના એક અગત્યના ફરમાનનું પાલન થશે એટલુંજ નહિ, પણ કોમની પણ જોઇએ તેવી મજબુતી થશે.

આ જમાનો સુધારાની તાલીમ અને નવી રોશનીનો છે. સ્ટીમ અને વીજળીની ઝડપથી દુનિયામાં કામ થઇ રહયું છે. નવા નવા કાયદા અમલમાં આવે છે, દરેક કોમ આગળ વધવા અને પોત પોતાના હક સાચવવા અમુક આગેવાનોની સરદારીમાં તનતોડ મેહનત કરી રહી છે, તો તેવા વખતમાં આપણે પણ ખાસ વિચાર કરવાની જરૂર છે.× સર-

---

× જે લોકો કોમને આગળ વધેલી જોવા માગતા નથી અને અમુક કારણને લીધે તેને અંધારકુઈમાં નાખવાનું માગે છે તે આ વાતનો વિરોધ કરે એ ઉઘાડું છે. આ કામ વાજીબ છે અને વાજીબનો વિરોધ કરનાર સખત ગુનેહગાર થાય છે.

કાર આપણી વાતો ધ્યાનમાં લેવા અને આપણને ઇન્સાફ આપવા ના કહેતી નથી, પણ આપણી કોમનું કાંઇ બંધારણ નહીં હોવાથી આપણી વાતનું વજન પડતું નથી. આવા સંજોગો હોવાથી એક કાબેલ દીની સરદારની ખાસ જરૂર છે. એથીજ કોમનું મહત્વ વધશે અને કોમને તાકત મળશે. કોમ જો એવું બંધારણ બાંધી ઘટતા કાયદા કાનુન ઘડી કામ કરશે તો ધાર્યો હેતુ પાર પાડી શકશે. સ્વરાજની ખરી ચાવી આજ છે. આ તો એક ખાસ કોમી સવાલ છે, કોઇના અંગત લાભની વાત નથી, માટે ભાઇઓએ ખાસ વિચાર કરી જલદી કામ કરવાની જરૂર છે. આપ સઉ ભાઇઓ સમજુ છો અને દરેક વાત બારીકાઇથી જોઇ શકો છો એટલે વધારે કહેવાની જરૂર નથી. ખુદા આપના નેક હાથોથી આ કામ જલદી કરાવે. આમીન.



અજમેર શરીફવાલા મહાન ખ્વાજા સાહેબની યાદગીરીમાં

# ઝુલ્ફિકાર

નામનું ગુજરાતી માસિક દર મહીને પ્રગટ થાય છે. તેમાં તસવ્વુફ—સલુક, બ્રહ્મજ્ઞાન, બુઝુર્ગોના—મહાન પુરૂષોના ચરિત્રો, અકાયદ, ઇલ્મ (વિદ્યા), ખેતી, વેપાર, હુન્નર કારીગીરી, વિગેરેને લગતા ઉપયોગી વિષયોનો સમાવેશ કરવામાં આવે છે, ટપાલ ખર્ચ સાથે વરસ એકનું લવાજમ રૂા. ૩. હિંદુસ્તાનની બહાર માટે રૂા. ૪ નમુનાની કોપી મફત.

લખો—એડીટર "ઝુલ્ફિકાર" માસિક.

ઠે. હરીપુરા-સુરત.

---

સુરત બરાનપુરી ભાગળ ભાજીવાળી પોળમાં આવેલા શ્રી 'અંબીકા વિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ [redacted]નદાસે છાપ્યો.